રૂસી લોકવાર્તા



# બહેન અલ્યોનુશ્કા અને ભાઈ ઇવાનુશ્કા





એક વખતની વાત છે. એક હતો ડોસો અને એક હતી ડોસી. તેમને બે બાળકો હતાં. જેમાંથી એક દીકરી અને બીજો દીકરો હતો. દીકરીનું નામ હતું અલ્યોનુશ્કા અને દીકરાનું ઇવાનુશ્કા.

ડોસો અને ડોસી પરલોકવાસી થઈ ગયાં. અલ્યોનુશ્કા અને ઇવાનુશ્કા આ વિશાળ લોકમાં તદ્દન એકલાં અટૂલાં રહી ગયાં.

અલ્યોનુશ્કા કામની શોધમાં નીકળી પડી અને સાથે પોતાના નાના ભાઈને પણ લઈ લીધો. તેઓ બંને દૂર દૂરના રસ્તા તરફ, વિશાળ ખેતરમાં થઈને આગળ વધી રહ્યાં હતાં. રસ્તામાં ઇવાનુશ્કાને તરસ લાગી:

"બહેન અલ્યોનુશ્કા, મને તરસ લાગી છે."

"થોડી વાર થોભી જા ભાઈ, આપણે કૂવા સુધી પહોંચી જઈએ ત્યાં સુધી રાહ જો."

તેઓ આગળને આગળ ચાલતાં ગયાં. સૂરજ ઊંચે ચઢી રહ્યો હતો, કૂવો ઘણે દૂર હતો, ધોમધખતો તાપ પડી રહ્યો હતો, બંને પરસેવે રેબઝેબ થઈ રહ્યાં હતાં. ત્યાં જ રસ્તામાં ગાયની ખરીઓના નિશાન પડેલા પાણી ભરેલા ખાડા જોયા.

"બહેન અલ્યોનુશ્કા, હું આ ખાડામાંથી ખોબો ભરી પાણી પી લઉં?"

"ના પી ભાઈ, જો તું આ પાણી પીશ તો વાછરડું બની જઈશ."

ભાઈએ બહેનની વાત સાંભળીને માની લીધી. તેઓ આગળ ચાલવા લાગ્યાં.

સૂરજ ઊંચે ચઢી રહ્યો હતો, કૂવો ઘણે દૂર હતો, ધોમધખતો તાપ પડી રહ્યો હતો, બંને પરસેવે રેબઝેબ થઈ રહ્યાં હતાં. ત્યાં જ ઘોડાની ખરીઓનાં નિશાન પડેલા પાણી ભરેલા ખાડા દેખાયા.



"બહેન અલ્યોનુશ્કા, હું આ ખાડામાંથી ખોબો ભરી પાણી પી લઉં."

"ના પી ભાઈ, જો તું આ પાણી પીશ તો ઘોડાનો વછેરો બની જઈશ."

ઈવાનુશ્કાએ ઊંડો નિસાસો નાખ્યો અને ફરીથી તેઓ આગળ ચાલવા લાગ્યાં.

તેઓ ચાલતાં ને ચાલતાં જ ગયાં. સૂરજ ઊંચે ચઢી રહ્યો હતો, કૂવો ઘણે દૂર હતો, ધોમધખતો તાપ પડી રહ્યો હતો, બંને પરસેવે રેબઝેબ થઈ રહ્યાં હતાં. ત્યાં જ બકરીની ખરીઓના નિશાન પડેલા પાણી ભરેલા ખાડા નજરે પડયા.

ઈવાનુશ્કાએ કહ્યું:

"બહેન અલ્યોનુશ્કા, હવે મારામાં જરાપણ તાકાત રહી નથી, હું તરસે મરી રહ્યો છું: આ ખાડામાંથી ખોબો ભરી પાણી પી લઉં."

"ના પી ભાઈ, જો તું આમાંથી પાણી પીશ તો બકરીનું બચ્ચું બની જઈશ."

ઈવાનુશ્કાએ હવે બહેનની એકે વાત ન સાંભળી. તેણે આ ખાડામાંથી પાણી પીધું.

પાણી પીતાંની સાથે જ તે બકરીનું બચ્ચું બની ગયો.

અલ્યોનુશ્કા પોતાના ભાઈને બોલાવતી હતી અને ઈવાનુશ્કાની જગ્યાએ તેની પાછળ બકરીનું સફેદ બચ્ચું મેં મેં કરતું દોડતું આવતું હતું.





અલ્યોનુશ્કાની આંખોમાં દુ:ખના કારણે દડદડ આંસુ દદડી આવ્યાં, તે એક ઘાસના પૂળા પાસે નીચે બેસી ગઈ—બેઠી બેઠી તે ખૂબ રડતી રહી અને તેની સામે બકરીનું બચ્ચું ઊછળકૂદ કરતું રહ્યું.

તે જ સમયે ત્યાંથી એક વેપારી પસાર થયો.

"એય સુંદર છોકરી, તું શા માટે રડી રહી છે?"

અલ્યોનુશ્કાએ તેને પોતાની આખી વિપદકથા કહી સંભળાવી.

એ સાંભળીને વેપારીએ તેને કહ્યું:

"મારી સાથે લગ્ન કરી લે. હું તને સોના ચાંદીનાં ઘરેણાંથી મઢી દઈશ અને આ બકરીનું બચ્ચું આપણી સાથે જ રહેશે."

અલ્યોનુશ્કા વિચારતી રહી, વિચારતી રહી અને છેવટે વેપારી સાથે પરણી ગઈ.

તેઓ બંને મોજથી સાથે રહેવા લાગ્યાં, બકરીનું બચ્ચું પણ તેમની સાથે જ રહેતું અને અલ્યોનુશ્કા સાથે એક જ થાળીમાંથી ખાતું અને એક જ પ્યાલીમાંથી પીતું હતું.

એક વખત એવું બન્યું કે વેપારીને કોઈ કામ અંગે ઘરમાંથી બહાર જવું પડયું. અચાનક ક્યાંકથી એક ડાકણ આવી ચઢી. તે અલ્યોનુશ્કાની બારીની નીચે ઊભી રહી અને તેને પોતાની સાથે નદીએ તરવા જવા માટે લલચાવવાનું શરૂ કર્યું.

છેવટે ડાકણ જીતી ગઈ. તે અલ્યોનુશ્કાને નદીએ લઈ આવી, તેના ગળે પત્થર બાંધ્યો અને તેને પાણીમાં ફેંકી દીધી.

ડાકણે પોતે અલ્યોનુશ્કાનો વેશ ધારણ કરી લીધો, તેનાં કપડાં પોતે પહેરી લીધાં અને તેની હવેલીમાં જતી રહી. કોઈપણ ડાકણને ન ઓળખી શક્યું. વેપારી પાછો ફર્યો. તે પણ તેને ન ઓળખી શક્યો.

એકલું બકરીનું બચ્ચું બધું જ જોતું હતું અને જાણતું હતું. તે આખો દિવસ માથું લટકાવીને ફરતું હતું. કંઈપણ ન તો ખાતું હતું કે ન પીતું હતું. સવાર ને સાંજ નદીનાં કિનારા પાસે જતું અને બોલતું:

અલ્યોનુશ્કા, બેનડી મારી!
તરી આવ, કિનારે તરી આવ...

ડાકણને આ વાતની ખબર પડી ગઈ. તેણે પોતાના પતિને લગાતાર કહેવાનું શરૂ કર્યું—આ બકરીના બચ્ચાંને કાપ અને બસ કાપ.

વેપારીને બકરીના બચ્ચાં માટે બહુ દયા હતી, તેને ગુમાવવાનું તેને દુ:ખ હતું કારણ કે તે તેનાથી



ટેવાઈ ગયો હતો. તેનો આદી બની ગયો હતો. આ બાજુ ડાકણ એવો તો વર્તાવ કરી રહી હતી અને એટલી બધી વાર કહ્યા કરતી હતી કે છેવટે તેની પાસે બીજો કોઈ ચારો ન રહ્યો. વેપારી તેની વાત માનવા તૈયાર થઈ ગયો:

"ભલે, કાપો તેને."

ડાકણ મોટા મોટા તપેલા લઈ આવી, લોખંડની ભઠ્ઠીઓને લાલચોળ તપાવી, દમાસ્કની છરીઓની ધાર તેજ કરવામાં આવી.

બકરીનું બચ્ચું મનમાં ને મનમાં કળી ગયું કે હવે તેની જિંદગી પળ બેપળની જ રહી ગઈ છે. તેણે મોં બોલ્યા પિતાને કહ્યું:

"મારા મૃત્યુની અંતિમ ઘડીઓ પહેલાં મને નદીએ જવા દો, પાણી પી આવવા દો અને મારી ખાલને સાફ કરી આવવા દો."

"ભલે, જા."

સાંભળતાં જ બકરીનું બચ્ચું નદીએ ભાગ્યું અને કિનારા પર ઊભા રહી કરુણાસભર સ્વરે બૂમો પાડવા લાગ્યું:





અલ્યોનુશ્કા, બેનડી મારી!
તરી આવ, કિનારે તરી આવ.
મોટાં મોટાં તપેલાં તપે,
ભઠ્ઠી લોખંડી લાલચોળ ધખે,
દમાસ્કી છરી ચકચક ચમકે,
ઇચ્છે છે તેઓ કાપવા મને.

અલ્યોનુશ્કાએ નદીમાંથી જ તેને જવાબ આપ્યો:

અરે, ભાઈલાં મારાં ઈવાનુશ્કા!
ભારે પત્થર ઊંડે ઢસડે,
રેશમ જેવું ઘાસ પગમાં ચૂભે,
સોનેરી રેત પડી છે છાતીએ.

આ બાજુ ડાકણ બકરીના બચ્ચાને શોધી રહી હતી. તે કેમે કરીને બકરીના બચ્ચાંને શોધી શકતી નથી અને છેવટે પોતાના નોકરને મોકલ્યો:

"જા, અને બકરીના બચ્ચાંને શોધીને મારી પાસે લઈ આવ."

નોકર નદીએ ગયો તો ત્યાં શું જુએ છે – નદી કિનારે બકરીનું બચ્ચું દોડી રહ્યું હતું અને કરુણાસભર અવાજે બોલી રહ્યું હતું:

અલ્યોનુશ્કા, બેનડી મારી!
તરી આવ, કિનારે તરી આવ.
મોટાં મોટાં તપેલાં તપે,
ભઠ્ઠી લોખંડી લાલચોળ ધખે,
દમાસ્કી છરી ચકચક ચમકે,
ઇચ્છે છે તેઓ કાપવા મને.

અને નદીમાંથી તેને જવાબ મળી રહ્યો હતો:

અરે, ભાઈલાં મારાં ઇવાનુશ્કા!
ભારે પત્થર ઊંડે ઢસડે,
રેશમ જેવું ઘાસ પગમાં ચૂભે,
સોનેરી રેત પડી છે છાતીએ.

નોકર ઊભે પગે ઘર તરફ દોડી ગયો અને નદી કિનારે તેણે જે કંઈ સાંભળ્યું હતું તે બધું શબ્દશ: વેપારીને કહી સંભળાવ્યું. લોકો એકઠાં થઈ ગયાં અને નદીએ ગયાં. રેશમની જાળી પાણીમાં ફેંકવામાં આવી અને અલ્યોનુશ્કાને કિનારે ખેંચી લાવવામાં આવી. તેની ગરદન ઉપરથી પથ્થર દૂર કરવામાં આવ્યો, ઝરણાનાં નિર્મળ પાણીમાં તેને નવડાવવામાં આવી તથા સુંદર કપડાંથી સજ્જ કરવામાં આવી. અલ્યોનુશ્કા પહેલાં કરતાં પણ વધારે સુંદર થઈ ગઈ અને પોતાના પતિની સાથે મોજથી રહેવા લાગી.

જ્યારે બકરીનું બચ્ચું ખુશીને માર્યે ત્રણ વાર ગુલાંટિયાં ખાઈ ગયું અને તેની સાથે જ તે ફરીથી સુંદર છોકરો ઇવાનુશ્કા બની ગયું.

પાપી ડાકણને ઘોડાની પૂંછડીએ બાંધીને મેદાનમાં મોકલી દીધી.



30 коп.

ચિત્રો — તત્યાના શેવારેવા

અનુવાદ—શ્રુતિ મહેતા

# СЕСТРИЦА АЛЕНУШКА И БРАТЕЦ ИВАНУШКА

*русская народная сказка*

*на языке гуджарати*

# SISTER ALYONUSHKA AND BROTHER IVANUSHKA

*Russian Folk Tale*

*In Gujarati*

Перевод сделан по книге:
Сестрица Аленушка и братец Иванушка.
М., "Малыш", 1985г.



સોવિયેત સંઘમાં મુદ્રિત

ИБ № 5605

Редактор русского текста М. Шумская. Контрольный редактор А. Пожикский. Художник Т. Шеварева. Художественный редактор Е. Афанасьева. Технический редактор Г. Немтинова. Корректор А. Шамаро. Сдано в набор 26.09.88. Подписано в печать 8.06.89. Формат 60x90/8. Бумага офсетная. Гарнитура гуджарати. Печать офсетная. Усл.печ.л. 2,0. Усл.кр.-отт. 8,0. Уч.-изд.л. 2,47. Тираж 4125 экз. Заказ № 2730. Цена 30 к. Изд. № 5909. Издательство "Радуга" В/О Совэкспорткнига Государственного комитета СССР по делам издательств, полиграфии и книжной торговли. 119859, Москва, Зубовский бульвар, 17. Фирма-партнер: Пиплз Бук Хаус, г. Ахмедабад, Индия. Ленинградская фабрика офсетной печати № 1 дважды ордена Трудового Красного Знамени Ленинградского производственного объединения "Типография имени Ивана Федорова" Союзполиграфпрома при Государственном комитете СССР по делам издательств, полиграфии и книжной торговли. 197101, г. Ленинград, ул.Мира, 3.



'રાદુગા' પ્રકાશન
મોસ્કો

$C\frac{4803010104 \quad 556}{031(01)-89}$ 163 89

ISBN 5-05-002090-5